રાષ્ટ્રીય

# પહેલી ચોપડી




सारे जहांसे अच्छा हिंदोस्तां हमारा



મંગળદાસ હરકીશનદાસ—સુરત.

કિંમત રૂ. ૦-૨-૦

રાષ્ટ્રીય

# પહેલી ચોપડી




લેખક

ડૉકટર એમ. કે.

એલ એમ એન્ડ એસ.

સુરત




સુધારેલી બીજી આવૃત્તિ




પ્રકાશક

મંગળદાસ હરકીશનદાસ

બુકસેલર ભાગાતળાવ—સુરત

૧૯૨૪

રાષ્ટ્રીય શિક્ષણમા મદદ કરવા આ નમ્ર યત્ન કર્યો છે
કવિતાઓ માટે તેમના કર્તાઓનો આભાર માનવામા આવે છે.

૧૧૪૩૦



સુરત
ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમા
ઠાકોરદાસ માનસિંહે છાપી

# પ્રસ્તાવના

બુદ્ધિ, ભાવના, અને ઇચ્છા અથવા સંકલ્પ, આ ત્રણ માનસિક શક્તિનો પૂર્ણ વિકાસ કરનારૂ જે શિક્ષણ તેજ ખરૂ શિક્ષણ હોઈ શકે રાષ્ટ્રહિતના પાયાપર ચણાયલુ જે શિક્ષણ તેજ રાષ્ટ્રીય શિક્ષણ હાલ દેશમાં સરકારી ધોરણે જે શિક્ષણ અપાય છે તે રાષ્ટ્રીય તો નથીજ, તેમજ તે શાસ્ત્રશુદ્ધ શિક્ષણ પણ નથી કારણ તે શિક્ષણ પદ્ધત્તિનો હેતુ બાળકની બુદ્ધિનો વિકાસ કરાવવા કરતા તેના ભેજા પર જ્ઞાનનો બોજો લાદવાનો દેખાય છે, ભાવનાના વિકાસ તરફ પૂર્ણ દુર્લક્ષ છે, એટલુજ નહિ, પણ હરઘડીએ વિદ્યાર્થી તથા શિક્ષકના વ્યકિત સ્વાતંત્ર્યનો ઉચ્છેદ થવાથી ઇચ્છાશક્તિ અથવા સંકલ્પશક્તિનો વિકાસ થતો નથી માટે આ પુસ્તક રાષ્ટ્રીય શિક્ષણમા ઉપયોગી થઈ પડે એવા હેતુથી લખવામા આવ્યુ છે પાઠની સંખ્યા જાણી જોઈને ઓછી રાખવામા આવી છે

આ પુસ્તક લખવામા શ્રી વાસુદેવ ગોવિંદ આપટે બી એ ના રાષ્ટ્રીય શિક્ષણના વાચનપુસ્તકોનો છૂટથી ઉપયોગ કરવામા આવ્યો છે, તેમનો તથા કવિતાના કર્તાનો આભાર માનવામા આવે છે

ગુજરાતી ભાષામા જોડણીનો મતભેદ હોવાથી આ પુસ્તકના કેટલાક શબ્દોમા ફેરફાર માલમ પડશે

ડૉ. એમ. કે.

રાષ્ટ્રીય

# પહેલી ચોપડી

---

## પાઠ ૧—પક્ષી

હુ એક પક્ષી છું. મારે બે પાંખ છે. મારે બે પગ છે, હાથ નથી. મારે એક ચાંચ છે. તે ચાંચ લાલ છે. તે સીધી નથી; પણ નમણી છે. મારો રગ લીલો છે. મારા કોઈ કોઈ ભાઈનો રગ લાલ પણ હોય છે. મને દાંત નથી.

હું માળામાં રહું છું. હું ઝાડ ઉપર માળો બાંધું છુ, અને ત્યાં બેસુ છુ. હુ વાદળમાં ઊડું છું. હુ જમીન પર ચાલુ છુ. મને નહાવુ બહુ ગમે છે. હુ સાફ રહુ છુ. હુ લીલાં ફળ તથા દાણા ખાઉં છુ. લોકો મને ચતુર કહે છે; કારણકે હુ માણસના જેવુ બોલી શકુ છુ. હુ બોલુ છું તે લોકોને ગમે છે. મને લોકો પકડીને પાંજરાંમાં પૂરે છે. બોલો મારૂ નામ શુ ?

---

# પાઠ ૨—અવયવ

મારે બે આંખ છે, બે કાન છે, અને એક નાક છે. એક મોઢું છે, તેમાં એક જીભ છે, અને ઘણા દાત છે. વળી બે હોઠ છે, એક હડપચી છે. મારે બે હાથ, અને બે પગ છે.

આંખથી હુ જોઉં છું. જેનાથી બેઉ આંખે દેખાતુ નથી, તેને આંધળો કહે છે જેનાથી એકજ આંખે દેખાય છે તેને કાણો કહે છે.

હુ કાનથી સાંભળું છું. જેનાથી સભળાય નહિ તે બહેરો કહેવાય. નાકથી હું સૂંઘુ છુ. જેને નાક ન હોય તે નકટો કહેવાય. દાતથી હું ચાવુ છુ. જેને દાંત ન હોય તે બોખો કહેવાય. મોંથી હુ બોલુ છુ. જેનાથી બોલાય નહિ, તેને લોકો મુગો કહે છે. જીભથી હુ ચાખુ છુ. જીભ વિના ચખાય નહિ. ખારૂ, ખાટુ, તીખું, ગળ્યુ, કડવુ વગેરેપારખી શકાય નહિ. હાથથી હું ઝાલુ છુ. હાથ વગરના માણસને બાંગો કે ઠુ ઠો કહે છે. હાથ વિના કામ થાય નહિ. પગથી હું ચાલુ છુ. પગ વિના ચલાય કે દોડાય નહિ. પગ વગરનાં માણસને લુલો, લગડો, અથવા પાંગળો કહે છે.

# પાઠ ૩—કુંભારની ચતુરાઈ



એક કુંભાર હતો. તેને ત્યાં ઘણાં ગધેડાં હતાં. ગધેડાપર બેસી તે ફરવા જતો. તેનુ નાક ઘણું લાંબું હતું. તે સાહેબ લોકનાં જેવાં કોટ, પાટલુન, ટોપી, પહેરી એક દિવસ એક ગધેડા પર બેસી ખૂબ છટાથી ફરવા નીકળ્યો. આ ગધેડું ઘણુંજ અડીઅલ હતું. તે બે હાથ આગળ ચાલે, તો ચાર હાથ પાછળ હડે. ગમે તેટલું મારે તોપણ એક સરખું આગળ ચાલે નહિ. આખરે તે કુંભાર-સાહેબને એક વિચાર સૂઝયો, તે નીચે ઉતર્યો ને પાસેની વાડીમાંથી ત્રણ પૈસાના મૂળા વેચાતા લીધા. તે મૂળાને પોતાના લાંબા નાક ઉપર

લટકાવ્યા. તેને એવી રીતે ગોઠવ્યા કે મૂળા ગધેડાના મોં આગળ લટકયા કરે; પણ ગધેડાથી ખવાય નહિ. તે મૂળા પોતાના મોંમાં પકડી ખાઈ શકાય, માટે ગધેડુ ઝડપથી ચાલવા માંડ્યું, અને કુંભારસાહેબનુ કામ થયુ

---

## પાઠ ૪—માબાપની સેવા



દોહરા

વરડાં લુલાં આંધળાં, ગરીબ મા ને બાપ;
માધવ તેનો દીકરો, સેવા કરે અમાપ. ૧
માધવને માબાપ કે', સાભળ મનની વાત;
ધનને આંખો હોત તો, તીરથ કરવા જાત. ૨
મન પરખી માબાપનું, કરવા ધારી સુખ;
કાવડ કરીને ફેરવું, તો જાયે આ દુઃખ. ૩
મનસુબો એવો કરી, કરી કાવડ તૈયાર;
બે પાસે બેસાડીઆં, માતપિતા તે વાર. ૪
ખાંધે કાવડ ભેરવી, તીરથ કરવા જાય;
માધવના આ હેતથી, સૌને અચરજ થાય. ૫
ધન ધન આવા દીકરા, ધન ધન મા ને બાપ;
દીકરા સારા હોય તો, રહે નહિ સંતાપ.

સઘળાં તીરથ ફેરવી, ઘેર ગયો જે વાર;
માતપિતા રાજી થયાં, દે આશીષ અપાર. ૭
ફરજ બજાવી દીકરે, કીધી પ્રભુએ મે'ર;
સુખ આપે માબાપને, થાયે લીલાલે'ર. ૮

(પહેલી ચોપડી)

---

## પાઠ ૫—સરકસ

---

મદન શનિવારે રાત્રે સરકસનો ખેલ જોવા ગયો હતો. ત્યા ઘોડા, હાથી, વાંદરાં, કુતરાં પાસે કામ કરાવવામાં આવ્યું હતુ, તે જોઈ તેને ઘણી ગમત પડી. કોઈક છોકરા છોકરીઓએ ચત્તા સુનેલા માણસના પગ ઉપર ઉભા રહી ભુસ્કા માર્યા. કોઈક છોકરાંએ મેજ પર સીસી મૂકી, ખુરસીના પાયા ગોઠવી, યુક્તિથી ખુરસી પર ચઢી બતાવ્યું, અને કસરતના બીજા ખેલ પણ કરી બતાવ્યા. આ જોઈ મદનને એમ લાગ્યું કે આપણે પણ એમ ખેલ કરી બતાવીએ. બીજે દિવસે ત્રીજે પહોરે મામા બહાર ગયા હતા, ત્યારે મદને તેના ટેબલ પર પુસ્તકો મૂકી, ખુરસી ગોઠવી તેના અઠીંગવાના પાટીઆ ઉપર

ઉભા થવાની ખટપટ કરી, પણ એટલામાં તો એક તરફ ભાર આવવાથી તે ખુરસી સાથે નીચે પડયો. ટેબલ પરનાં પુસ્તકો તથા ખડીઓ નીચે પડયાં. શાહી ઢાળાઈ અને જાજમ બગડી. એટલામા મામા ઘેર આવ્યા. તેમણે સરકસના આ પ્રતાપ છે, એમ તરતજ પારખ્યું. અને 'આ કોણે કર્યું' એમ પૂછયુ. મદન શરમાઈ ગયો અને નીચું જાયું મદનની શરીર કેળવવાની ઈચ્છા પારપાડવા દરરોજ તેને અખાડામાં તેના મામાએ મોકલવા માડ્યો.

---

## પાઠ ૬—અડપલો છોકરો

---

ભરત કરીને એક અડપલો છોકરો હતો. તે જતા જતા સહજ બીજાને અડપલું કરે, અને પછી નાસી જાય. એક દિવસે તે એક બંગલા પાસે થઈને જતો હતો. તે બગલાના છાપરાના ખુણામાં મધમાખીનો એક મોટો મધપુડો લાગેલો હતો. તે મધપુડામાં મધમાખી બેઠેલી હતી. તેને કોઈએ ત્રાસ દીધો કે તરતજ પીછો પકડી તેને કરડી કરડી રડાવી દેતી.

આ વાત ભરત જાણતો નહોતો. તે પોતાના સ્વભાવ પ્રમાણે અટકચાળું કરવા લાગ્યો. તેણે એક પત્થર તે મધપુડામાં માર્યો. મારતાં વારજ અંદર બેઠેલી મધમાખીઓ ખીજવાઇને બહાર ઊડી, અને તેના શરીર ઉપર દોડી ગઈ. તેણે તેને એટલા જોરથી ડંખ માર્યા, કે તેના આખા શરીરમાં આગ આગ થઈ રહી તે નાસી છૂટયો; તોપણ મધમાખીએ તેનો પીછો છોડયો નહિ. મધમાખીના ડંખથી તેનું આખું શરીર સૂજી ગયું. ગરીબ બિચારા નિર્દોષ પ્રાણીને અટકચાળું કરવા માટે તેને આ સારી સજા થઈ ત્યારથી તેણે અટકચાળું કરવાની ટેવ છોડી દીધી.

---

## પાઠ ૭--દસ ચાકર

---

મનુ અને નાનુ નામના બે મિત્રો હતા. મનુ ગરીબ પણ હોશિયાર હતો. મનુ પોતાનાં કામ વખતસર અને પૂર્ણ સભાળથી કરતો; તેથી તે સારાં થતા. નાનુનો બાપ પૈસાવાળો હતો. તેને ઘેર નોકર ચાકર પુષ્કળ હતા; તોપણ તેનાં કામ મનલાયક તથા વખતો વખત થતાં નહિ.

આ જોઈ નાનુ ને નવાઈ લાગી. તેણે મનુને કહ્યુ, અલ્યા મનુ, મારે ઘેર આટલા ચાકર છતાં મારાં કામ મનલાયક થતાં નથી, અને તારી પાસે એક પણ નોકર નથી, છતાં તારાં કામ ચોક્કસ મનલાયક થાય છે, એનુ કારણ શુ ? મનુએ જવાબ દીધો મારી પાસે દસ નોકર છે; પણ તારા ચાકર જેવા પગારદાર નથી. તે મારી જોડેજ પરમેશ્વરે મોકલેલા છે, ઈમાની છે, પણ કામચોર નથી. નાનુએ પૂછયું, તે નોકર કોણ ? મનુ બોલ્યો, બે હાથ, બે પગ, બે કાન, બે આંખ, જીભ, અને મન. આ દસ નોકર પાસે આળસ ન કરતા હું નિયમસર કામ લઉ છું. તેથી મારાં કામ વખતસર અને સારાં થાય છે. આપણાં કામ આપણેજ કરવાં બીજા પર ભરોસો રાખવો નહિ. "પારકી આશ સદા નિરાશ."

---

## પાઠ ૮--ખાદીની ટોપી

મા મને ખાદીની ટોપી અપાવ,
ખાદીની ટોપી અપાવ,—મા મને૦ ટેક
ખાદીનું પહેરણ ખાદીની ધોતી,
ખાદીની લેધી પહેરાવ.—મા મને૦

ખાદીનું દફતર, ખાદીના જોડા,
　　ખાદીથી સુંદર બનાવ.—મા મને૦
બાપુ ગાંધીની દેશી નિશાળમાં,
　　સ્વદેશી ભણતર ભણાવ.—મા મને૦
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
　　રેટીઓ રૂડો કતાવ—મા મને૦
સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે,
　　ખાદીનો મહિમા ગવરાવ.—મા મને૦

દોલતરાય સુંદરજી દવે

## પાઠ ૯—સવારની શોભા

છોકરાંઓ, ઉઠો, સવાર પડી. દાતણ કરો, મોં ધુઓ, અને પ્રભુનાં નામનું સ્મરણ કરો.

ચાલો, હવે આપણે બહાર ફરવા જઇએ. જરા ઉપર આકાશ તરફ નજર કરો. જુઓ, આકાશ કેવું નિર્મળ છે ? કહો, તેનો રંગ કેવો છે ? ભુરો. પૂર્વ તરફ જ્યાં આકાશ જમીનને અડકેલું દેખાય છે, ત્યાં નજર ફેંકો. જુઓ, સુર્યનો ઉદય થાય છે. તેના પ્રકાશનાં કિરણ પેલાં વાદળ પર પડે છે. તે વાદળનો રંગ કેવો

શોભાયમાન દેખાય છે? વાદળ અસલ કાળું અથવા ભુરા રંગનું હતું; પણ સૂર્યનાં કિરણ પડવાથી તે સોનેરી દેખાવા લાગ્યુ છે. આ વાદળ જુઓ. કેવુ લાલચોળ દેખાય છે ! પેલુ વાદળ જુઓ. કેવુ રૂપેરી રંગનુ અને ચકચકિત દેખાય છે ! સુરજ જુઓ. અડધો ઉપર આવ્યો છે, અને ભઠ્ઠીમાં તપાવેલા સોનાના ગોળા જેવો તે લાલચોળ દેખાય છે.

પક્ષી તમારી પહેલાં ઊઠી કામે લાગ્યાં છે, આ ઝાડ પરથી પેલા ઝાડપર ઉડી રહ્યાં છે, અને કિલકિલ કરી રહ્યાં છે. તે શુ બોલે છે, તે આપણે કળી શકતા નથી. કદાચત્ તે પ્રભુનાં નામનુ સ્મરણ પણ કરતાં હોય. 'નકામો વખત ગાળો નહિ, કામે લાગો.' એમ પણ તે આળસુ પ્રાણીને કહેતાં હોય.

સવારનો સમય કેવો ઠંડો અને મઝેદાર હોય છે ! આ વખતે મંદમદ વાયુ વાય છે, ઝાડનાં પાંદડાં ધીમે ધીમે હાલે છે, ને ફૂલ ખીલે છે. જ્યાં જુઓ ત્યાં આનંદ આનદ દેખાય છે. સવારે વહેલા ઉઠનારને તે આનદ મળે છે. આળસને લીધે પથારીમાં પડી રહેનારને તે ક્યાંથી મળે ?

---

# પાઠ ૧૦—વાંદરો અને મગર

---

એક લહુ વાંદરો નદીને કિનારે ખડક ઉપર બેઠો હતો. તે નદીમાં મગર હતા. તેની ઇચ્છા વાંદરાને મારી ખાવાની થઈ, પણ વાંદરો નદીમાં ઉતર્યા સિવાય તે બની શકે નહિ. તેથી તે કાંઠા પાસે આવી વાંદરાને કહેવા લાગ્યો, મિત્ર, તુ આજે ભૂખ્યો દેખાય છે. તારે તાજાં ફળ ખાવાં છે? બોલ. હુ તને નદીપાર ફળનાં ઝાડ પાસે મૂકી આવુ. વાંદરાને તેનુ બોલવુ ખરૂ લાગવાથી મગરની પીઠ પર બેસી નદીપાર જવાનું કબુલ કર્યું. મગરે તેને પોતાની પીઠ ઉપર બેસાડયો, અને થોડુક આગળ ચાલી નદીમાં છોડી દીધો. વાંદરો પાણીમાં ગુગળાવા લાગ્યો, અને પોતાના મિત્રને હાંક મારવા લાગ્યો; પણ તે મગર હસીને બોલ્યો, ભાઈરે, હવે નકામી ગડબડ શું કરવા કરે છે? તારૂ કાળજું ખાવાની મને ઇચ્છા થઈ છે, અને હુ તેમ કરવાનોજ. આ સાંભળી વાંદરાએ જવાબ આપ્યો, મિત્ર, આવો તારો વિચાર હતો, તો શરૂઆતમાંજ મને કહેવું હતું, એટલે હું મારૂં કાળજું ઘેર મૂકી

ને ન આવત. એક ઝાડ પરથી બીજા ઝાડ પર ભુસ્કા મારતાં આચકો લાગી ફૂટી ન જાય; માટે તે હુ ઘેર મૂક આવ્યો છુ. તું હવે મને નદી કાંઠે પહોંચાડશે, તો ઘેર જઈ તારે માટે તે લઇ આવીશ.

મગરને આ બોલવું ખરૂ લાગ્યુ, અને તેને પાછો કાંઠા પાસે લઈ ગયો. જમીનને પગ અડકતાંજ વાંદરો કૂદકો મારી ઝાડે ચઢી ગયો. ત્યાંથી તે બોલ્યો, મૂર્ખ, મને આગળથી વિશ્વાસ આપી ફસાવવા માગતો હતો કે? લે, તારી વિદ્યા તનેજ ફળી.

---

## પાઠ ૧૧—હોડી

---

કુમુદ અને મદન સાંજે નદી તરફ ફરવા ગયાં. નદીમાં પાણી ધીમે ધામે વહેતું હતું. સામે કાંઠે લીલુ ઘાસ ઊગી નીકળ્યુ હતું, કાંઠો તેથી બહુ રળિયામણો દેખાતો હતો. આનંદથી પશુ ત્યાં ચરતાં હતાં. મદનને સામે પાર જવાનું મન થયું. તેણે કુમુદને સામે પાર જવા કહ્યું. કુમુદે કહ્યું, નદીમાં પાણી ઊંડું છે, એટલે સામે પાર પાણીમાં થઈને જવાય નહિ. નદીમાં ઘણી હોડીઓ

હતી, તે જોઈ મદનને હોડીમાં બેસી સામે કિનારે જવાનુ મન થયુ; પણ કુમુદે કહ્યુ, હોડી ખલાસી સિવાય કોણ ચલાવે ? આપણે ચલાવી શકીએ નહિ. મદન નિરાશ થઈ ગયો. કુમુદે કહ્યું તારે સામે પાર જવુંજ હોય તો આ નદી ઉપર પૂલ છે તેના ઉપર થઈને જા.

મદનને તેમ કરવુ ગમ્યુ નહિ; ત્યારે કુમુદે મદનને નદીની વાત કહેવા માંડી. નદીનુ પાણી મીઠુ હોય છે. સમુદ્રનુ પાણી ખારૂ હોય છે. ચોમ . માં પહાડ અને ડુંગર ઉપર વરસાદ પડે છે ું પાણી સપાટ જમીન ઉપર વહે છે. આવા પાણીના મોટા રેલાને નદી કહે છે. આ પાણી વહેતુ વહેતું સમુદ્રને મળે છે.

પહાડમાં જે જગાએથી નદી વહેવા માંડે છે, તેને નદીનુ મૂળ કહે છે, અને જે જગાએ નદી સમુદ્રને મળે છે, તેને નદીનું મુખ કહે છે.

પાણી ઉંડું હોય તો હોડી ચાલી શકે છે. મોટી હોડી તે વહાણ કહેવાય. તેને સઢ હોય છે, અને તે પવનથી ચાલે છે. કેટલાંક વહાણો આગ-ગાડીની માફક વરાળથી ચાલે છે; તેને આગબોટ કહે છે. મોટી નદીમાં, દરીઆમાં તથા મહાસાગરોમાં

તે ફરે છે, અને એક દેશથી બીજે દેશ મુસાફરો તથા માલ લઈ જાય છે.

કેટલીક આગબોટ ઉપર તોપ પણ ગોઠવવામાં આવે છે, અને તે લડાઇના કામમાં વપરાય છે. આવી આગબોટ ને મનવાર અથવા લશ્કરી બારકસ કહેવામાં આવે છે.

---

## પાઠ ૧૨—ઈશ્વરનું ભજન

વીસરૂ નહિ પ્રભુ નામ,
કદી હું વીસરૂ નહિ પ્રભુ નામ—ટેક

ચંદ્ર સુરજને અગણિત તારા,
કર્યા ઉજાસને કામ. કદી હું ૧

બહુ ઉપયોગી આપી હવા તે,
બેસે નહિ કંઈ દામ. કદી હું ૨

અન્ન દીએ છે વરસાદેથી,
પાળે જીવ તમામ. કદી હું ૩

ગાય ભેસને દૂધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ. કદી હું ૪

ઝાડ પાન ફળ ફૂલ બનાવ્યાં,
આંબો ગુલાબ બદામ. કદી હું ૫
દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ. કદી હું ૬

( પહેલી ચોપડી )

## પાઠ ૧૩—બાદશાહ અને ફકીર

એક દિવસ મધુએ અને માલતીએ બહાર રમવા જવાનું ઠરાવ્યુ. એટલામાં વરસાદ પડવા માંડ્યો, ત્યારે મધુ બોલ્યો, હવે શુ કરીએ ? આ વરસાદ આપણને રમવા દેતો નથી. માલતીએ કહ્યું હરકત નહિ. વરસાદ આવ્યો તો આવવા દે, આપણે ઘરમાંજ રમીએ. ચાલ, હું તને એક વાત કહું.

અકબર બાદશાહના વખતમાં એક મોટો વિદ્વાન ફકીર જંગલમાં ઝુંપડી બાંધી રહેતો હતો. તેનો ઉપદેશ સાંભળવા દૂર દેશાવરથી હજારો લોકો આવતા હતા. ફકીર ગરીબ હોવાથી તેમને ઉતારો આપવાની સગવડ થતી નહિ. એક વખત તેને લાગ્યું, કે બાદશાહ પાસે જઈ આ કામને

વાસ્તે મદદ માગું. તે રાજમહેલમાં ગયો. બાદશાહ આંખ મીંચીને ઈશ્વરની પ્રાર્થના કરતો હતો. ફકીર તેની પાછળ ચૂપ થઈને બેઠો.

બાદશાહને ફકીર આવીને બેઠો છે, તેની ખબર નહોતી. તે મોટે અવાજે પ્રભુની પ્રાથના કરતાં બોલ્યો, હે પ્રભુ ! તું મને અધિક ધન, રાજ્ય, સત્તા, અને વૈભવ આપ. આ સાંભળી ફકીરને નવાઈ લાગી. તેણે ઉઠીને જવા માંડ્યું; એટલામાં બાદશાહની પ્રાર્થના પુરી થઈ તેણે આંખ ઉઘાડી. ફકીરને જતા જોઈ પૂછ્યુ, તમે મારી પાસે કેમ આવ્યા છો ? અને મને મળ્યા વગર કેમ ચાલ્યા જાઓ છો ? ફકીર બોલ્યો, હુ લોકો માટે ધર્મશાળા બંધાવવાને પૈસા માગવા આવ્યો હતો. પણ મને લાગ્યું કે તમે પણ મારા જેવા ભિખારીજ છો. તમને પણ ધન જોઈએ છે. ભિખારી પાસેથી મને શું મળશે ? માટે હુ પાછો જતો હતો.

અકબર બાદશાહ શાણો હતો. તેને ગળે તે વાત ઉતરી. તેણે કહ્યુ, તમારૂં કહેવુ ખરૂં છે. બાદશાહ ગમે તેટલો મોટો હોય, તોપણ તે ભિખારીજ ! સઘળું પરમેશ્વરનું છે. તેજ ખરો શ્રીમંત છે. જે કાંઈ માગવું હોય તે તેની પાસેજ

માગવું. આટલું કહી બાદશાહે તેને સો મહોર આપી, તેથી ફકીરને સંતોષ થયો.

## પાઠ ૧૪--ચંદ્ર અને સૂર્ય

ગમન—ભાઈ, ચદ્રનુ ચાંદરણુ કેટલું મઝેદાર હોય છે! અને સૂયને જુઓ તો જાણે આગનો ગોળો! લોકોને તાપ આપનારો આ સૂર્ય પ્રભુએ ઉત્પન્ન કર્યો ન હોત, તો શું ન ચાલત?

ભાઈ—ગમન, પ્રભુએ આ જગતની એકેએક વસ્તુ ઘણો બારીક વિચાર કરીને ઉત્પન્ન કરી છે. તેનાં કામમાં જરાપણ ભૂલ જડવાની નથી. ચદ્રની ચાંદની શીતળ, અને સૂર્યનો તાપ ગરમ, એ વાત ખરી છે; પણ સૂર્ય જો ન હોત, તો ચદ્રની ચાંદની ક્યાંથી પડત? સૂર્યને જેમ પોતાનુ તેજ છે, તેમ ચદ્રને નથી. ચંદ્રને સૂર્યમાંથી પ્રકાશ મળે છે. જેવો સૂર્યનો પ્રકાશ પૃથ્વી પર પડે છે, તેવો ચદ્ર ઉપર પણ પડે છે, અને તેજ પ્રકાશ ચંદ્ર આપણને ચાંદનીના રૂપમાં આપે છે. સૂર્ય જો ન હોત, તો ચાંદની ન હોત, ઝાડ ઊગવાને તથા ધાન્ય અને ફળ પાકવાને જે ગરમી જરૂરની

છે તે પણ ન હોત, વરસાદ ન આવત, અને આપણને ખાવાનુ પણ ન મળત; એટલુંજ નહિ, પણ માણસ, જનાવર, પક્ષી કે કોઈ જાતનાં પ્રાણી જગતમાં ન હોત, અજવાળુ પણ ન હોત, અને આખા જગતમાં અંધારૂંજ અંધારૂં હોત.

ગમન—સૂર્ય જગતને આટલો ઉપયોગી છે, તો ઈશ્વરે તેને આવડો નાનો કેમ બનાવ્યો? આપણી પૃથ્વી જેવડો મોટો કેમ કર્યો નહિ?

ભાઈ—સૂર્ય ખરેખર એટલો નાનો નથી. પૃથ્વી કરતાં લાખો ગણો મોટો છે. પણ તે ઘણો દૂર છે, માટે નાનો દેખાય છે.

ગમન—સુરજ આપણાથી કેટલો દૂર છે?

ભાઈ—એમ ધાર, કે વધારે ઝડપથી ચાલનારી આગગાડી પૃથ્વીથી સૂર્ય જવાને ઉપડે અને રસ્તામાં કોઈપણ જગ્યાએ થોભે નહિ, તો તેને સુરજ સુધી પહોંચતાં ચારસોથી પણ વધારે વરસ લાગે. હવે સુરજ આપણાથી કેટલો દૂર છે, તે તારા ધ્યાનમાં આવ્યુ?

ગમન—હા. ચંદ્ર પણ આવડો મોટો અને દૂર હશે, નહિ વારૂ?

ભાઈ—ના. પૃથ્વી ચંદ્ર કરતાં પચાસ ગણી મોટી છે, અને ચંદ્ર આપણાથી બહુ દૂર નથી.

——

## પાઠ ૧૫—પરીક્ષાની તૈયારી

——

ગુરુ—છોકરાઓ, સાંભળો. તમારા વર્ગની પરીક્ષા એક મહીના પછી થવાની છે. તે પરીક્ષામાં જે નાપાસ થશે, તેને ઉપલા વર્ગમાં ચઢાવવામાં નહિ આવે

નાનુ—પણ ગુરુજી, હજી પરીક્ષાને એક મહીનો છે; એટલામા હુ ખૂબ અભ્યાસ કરી પાસ થઈશ.

ગુરુ—આખુ વરસ અભ્યાસમાં આળસ કરી છેલ્લી ઘડીએ ખૂબ મહેનત કરી અભ્યાસ કરવો, એ રીત બીલકુલ ખોટી છે. જુઓ, જેમ ધીમેથી ચાવીને જમવું, એ આપણુ દરરોજનુ કામ છે, તેવુજ આપેલુ લેસન રોજને રોજ કરવુ આપણુ કામ છે. એકાદ છોકરો જો એમ કહે, કે ભાઈ મને તો રોજને રોજ જમવાનો કટાળો આવે છે. હુ છ દિવસ સુધી અપવાસ કરીશ, અઠવાડીઆમાં

એક વાર ખૂબ જમીશ, તો તે ચાલે કે? તે એમ કરે તો શુ પરિણામ આવે?

વિદ્યાર્થી—એમ ન ચાલે. તેમ કરવાથી એકજ દિવસે પુષ્કળ ખાધેલુ અન્ન તેને પચે નહિ, અને તે માંદો પડે.

ગુરૂ—અભ્યાસનુ પણ તેમજ છે, તે રોજ નિયમસર થોડો થોડો કરવો જોઈએ. દોડાદોડી કરી થોડા વખતમા ઘણુ વાંચ્યાથી વાંચેલું ધ્યાનમાં રહેતુ નથી, અને અભ્યાસ કાચો રહે છે. વળી આખુ વરસ આળસ કર્યાથી પરીક્ષા વખતે પુષ્કળ અભ્યાસ એકદમ થતો નથી; કારણ કે અભ્યાસ કરવાની પણ ટેવ જોઈએ છે.

ઠીક, કદાચિત્ ઘણી મહેનત લઈ અભ્યાસ કર્યો, તો તે મહેનતથી તેને માંદા પડવાનો ભય રહે છે. માટે રોજ નિયમસર થોડો થોડો અભ્યાસ કરવાની ટેવ પાડવી બહુજ સારી છે.

---

# પાઠ ૧૬—મા વિષે કવિતા

માને દેખી બહુ હરખાઉં,
દોડી દોડી સામે જાઉં;
ચાંપે લઇને છાતી સાથ,
બોકી દઈને ભીડે બાથ. ૧
ધવરાવે લઈ ખોળામાંય,
પંપાળીને રાજી થાય;
મારૂં મુખ જોઇ હરખાય,
દુઃખડાં સર્વે ભૂલી જાય. ૨
મીઠા લાગે મારા બોલ,
જાણે પંખી કરે કલ્લોલ;
સારૂં ખાવું આવે માત,
બહુ સંભાળે મારી જાત ૩
રડતો જાણી મને લગાર,
ગભરાતી દોડે તે વાર;
હસું રમું તો બહુ ખૂશ થાય,
ઉંઘાડવાને હાલો ગાય. ૪
માંદો પડતા ઓસડ પાય,
પેટ ભરી માડી નવ ખાય;
સૌથી તારૂં હેત અપાર,
બહુ માનું તારો આભાર. ૫

# પાઠ ૧૭—સાહેબી પોશાક

મનુ—બાપુજી, આવતા સોમવારે આપણા નાનુભાઈની જન્મગાંઠ છે.

બાપ—હા, તેનુ શુ છે ?

મનુ—તેને માટે છટાદાર સાહેબી પોશાક લાવશોને ?

બાપ—પણ તુ પહેલાં કહે, કે આપણે હિંદી છીએ, કે સાહેબ છીએ ?

મનુ—આપણે હિંદુસ્થાનના રહેવાસી એટલે હિંદીજ વળી.

બાપ—ત્યારે આપણે આપણો પોશાક ફેંકી દઇને બીજા દેશનો શુ કરવા પહેરીએ ? આપણો પોશાક શુ ખરાબ દેખાય છે ?

મનુ—ના, તેમ નહિ. અમથુ, આપણી હોંસ માટે.

બાપ—મનુ, તું શાણો છોકરો છે. તું બરાબર વિચાર કરી જો કે હોંસ એટલે આપણે આપણા-પણું છોડી દેવું કે શું ? સમજ, એકાદ યુરોપી-અન સાહેબ ગળામાં જનોઈ અને માથે બ્રાહ્મણની

પાઘડી પહેરી તારી સામે આવી ઉભો રહે તો તેને તુ હસી કાઢી વિચિત્ર કહેશે કે નહિ? સૌએ સૌનો પોશાક પહેરવો, એ નિયમ સારો. સાહેબ લોક ઠંડા મુલકમાંથી આવી, આપણા ગરમ દેશમાં રહે છે; તોપણ પોતાના ઠંડા મુલકનાં અસલનાં કપડાં તે કાઢતા નથી. કેમ વારૂ ? પોતાના રીતરિવાજનુ તેને અભિમાન છે માટે. તેનો પોશાક ગરમ હવાને લાયક નથી; તેથી તેમને ત્રાસ થાય છે; છતા તે પોતાના દેશનુ અભિમાન છોડતા નથી. જે માણસને પોતાનુ, પોતાના દેશનું, ધર્મનુ, કે કોઈ જાતનુ અભિમાન નથી તે માણસ નથી. કેવળ હોંસને માટે આ અભિમાન મૂકવુ તને ઠીક લાગે છે ? કહે વારૂ !

મનુ—ના બાપુ. આ વિચારજ મને સૂઝેલો નહિ. તમે કહો છો, તે મારા મનમાં ઉતરી ગયું. હવે ફરીથી હુ સાહેબી પોશાકનુ નામ લેવાનો નથી. નાનુભાઇને વાસ્તે સરસ દેશી પોશાક લાવજો.

બાપ—હું તે લઈ આવવાનોજ છું. રવિવારે રજા છે. તે દિવસે છોટુભાઈની દુકાનેથી સુંદર

સ્વદેશી પોશાક લાવીશ. ત્યારે તારી હોંસ પુરી થશેને ?

મનુ—હા બાપુજી. હુ તે દિવસે તમારી સાથે આવીશ.

---

## પાઠ ૧૮—કોયલ

---

કોયલડી ! તું કયાં સતાય ?
મીઠાં ગીતડાં ગાતી જાય;
શોકથકી તું દીસે દૂર,
નિત્ય રમે હર્ષતણે પૂર.—૧

મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણુ તુ કયાં વસે,
કયાંથી શીખી અદ્દભુત ગાન !
ખરે સ્વર્ગ છે એનુ સ્થાન.—૨

કુહૂ કુહૂ કરી કરી વારવાર,
અમી વરસતો તુજ ઉચ્ચાર;
શિખવે મુજને ગાન રસાળ,
આપુ આંબામોરની માળ.—૩

---

# પાઠ ૧૯—જે સૌનું હિત તેજ આપણું હિત

---

એક ગરીબ ખેડુત હતો. તે દરરોજ ખેતરમાં મહેનત કરતો હતો. પણ વખતસર વરસાદ પડતો નહિ હોવાથી ખેતરમાં ધાન્ય પાકતુ નહિ, અને તેથી તે ભૂખે મરતો હતો. છેવટે વરસાદના દેવ ઇંદ્રની પ્રાર્થના કરી. ઇદ્રદેવ પ્રસન્ન થયા. તારે જે જોઈએ તે માગ. એ પ્રમાણે તે બોલ્યા. ત્યારે ખેડુતે કહ્યુ, મારા ખેતરમાં જ્યારે જોઈએ ત્યારે, અને જેટલો જોઈએ તેટલો વરસાદ પડે. ઇદ્ર દેવે જવાબ આપ્યો, જા, તેમ થશે. બીજે વરસે જેવો જોઈએ તેવો વરસાદ તે ખેડુતના ખેતરમાં પડ્યો. પુષ્કળ અનાજ પાક્યુ. પણ બીજાનાં ખેતરમાં તેવો વરસાદ પડ્યો નહિ, અને અનાજ પણ પાક્યુ નહિ. લોકોને ખાવાનુ પણ મળે નહિ; ત્યારે લોકોએ પેલા ખેડુતનુ ધાન્ય લૂટી લીધુ. તે રડતો રડતો પાછો ઇંદ્રિ પાસે ગયો. ઇંદ્ર દેવે પૂછ્યું, ભાઈ કેમ રડે છે? તારે જોઈતું હતુ તે તો મે આપ્યુ છે. ખેડુત બોલ્યો, મેં પહેલાં જે માગ્યું તે કેવળ ટુંકી બુદ્ધિનું હતુ. બીજા બધા લોકો દુઃખી હોય, ત્યારે હું એકલો

સુખી રહેવાની ઈચ્છા કરૂ તે મારી ભૂલ છે. એ હુ અનુભવથી શીખ્યો. સર્વનું હિત તેજ આપણું હિત તે આજે હુ સમજ્યો. ઇદ્ર બોલ્યા, ત્યારે આજે તારે શુ જોઈએ છે? ખેડુત બોલ્યો, હુ એટલુજ માગુ છુ, કે બધા લોકોનુ દુઃખ દૂર થાય, એવુ કાઈ આપો.

ઇદ્રે કહ્યુ "તુ આટલુ સમજવા લાગ્યો, એજ મારી બક્ષિસ સમજ. સર્વનુ હિત તેજ આપણુ હિત, અને સર્વનુ દુઃખ તે આપણુ દુઃખ, એમ સમજનાર માણસ કોઈ પણ વખત દુઃખી થતો નથી. જેઓ સર્વનાં હિત માટે મહેનત કરે છે, અને પોતાનો સ્વાર્થ જોતા નથી, તેઓના પ્રયત્નો સફળ થશે, એવો આશીર્વાદ આપુ છુ." ત્યારથી લોકોને સુખી જોઈને તે ખેડુતના મનને સતોષ થયો. હવે તેને પોતાનુ દુઃખ બીલકુલ લાગતુ નહિ.

---

## પાઠ ૨૦–દૂધ

---

પ્રિય ભાઈઓ ! આપણે ગાયનો પાઠ શીખી ગયા છીએ. ગાય આપણને દૂધ આપે છે. આપણે બધા નાના બાળક હતા ત્યારે એકલુ દૂધ પીને રહેતા હતા. દૂધ પચવામાં ઘણુ હલકું હોય છે.

તેથી માંદા માણસોને દાકતર દૂધ ઉપર રહેવાનુ કહે છે. ગાયના દૂધ કરતાં ભેસનું દૂધ વધારે ભારે ગણાય છે.

ગાયભેસની પેઠે બીજા ઘણાં પ્રાણી દૂધ આપે છે. પણ માણસના ઉપયોગમા તો તેમાંથી ફકત બકરી કે ગધેડીનુ દૂધજ આવે છે. ભરવાડ લોકો ઘણાં બકરાં અને ઘેટાં પાળે છે. ભરવાડને કેટલાક રબારી પણ કહે છે. તેની સ્ત્રી ભરવાડણ કે રબારણ કહે છે. એ ભરવાડણો ઘેટી તથા બકરીનુ દૂધ દોહી બજારમાં વેચે છે. આ દૂધમાં એક જાતની વાસ આવે છે. આ દૂધ બાળકને ઉધરસ થઇ હોય ત્યારે પાય છે.

કુંભાર ગધેડાં પાળે છે. કુભારની સ્ત્રીને કુંભારણ કહે છે. તે સ્ત્રી ગધેડીનું દૂધ દોહીને વેચે છે. ક્ષયરોગ કે ઉધરસ ઉપર દાક્તરો ગધેડીનું દૂધ પાવાની સલાહ આપે છે.

ગાયભેંસના દૂધમાંથી દહીં, માખણ, ને ઘી થાય છે. દૂધને ગરમ કરી ઠંડુ પડવા દે, તો તેના ઉપર તર બાઝે છે. આ તરને મલાઈ કહે છે. તે ખાવાના કામમાં આવે છે. સુરતની મલાઈ વખણાય છે.

દહીંમાંથી પાણી નીતારી નાંખી ખાંડ સાથે કપડામાંથી છીણવામાં આવે તો શિખંડ બને છે. તેનો સ્વાદ બહુ સુંદર હોય છે.

દહીંમાં પાણી નાંખી વલોવવાથી છાસ થાય છે, અને તેના ઉપર માખણ તરી આવે છે. આ માખણને દેવતા ઉપર ગરમ કરી તાવી નાંખવાથી તેનુ ઘી બને છે.

દૂધમાંથી બાસુદી ને માવો બને છે, માવાના બરફી પેંડા થાય છે. ઉકળતા દૂધમાં ચોખા નાંખી રાંધવાથી દૂધપાક બને છે. વધારે ચોખા નાંખી કરેલા દૂધપાકને કેટલાક ખીર પણ કહે છે.

---

## પાઠ ૨૧—શિયાળ

---

શિયાળ એ કુતરાના જેવુ પ્રાણી છે. એની પૂછડી લાંબી અને વાળથી ભરાઉ હોય છે. તે હમેશાં ગામ બહાર ખેતરમાં કે જગલમાં રહે છે. જમીનમાં ખાડા પાડી અથવા તો મોટાં ઝાડના થડનાં પોલાણમાં વસે છે. દિવસે તે બહાર આવતાં નથી. સંધ્યાકાળ પછીજ તે બહાર

ખોરાકની શોધમાં નીકળે છે. રાત્રે કુતરાં રોતાં હોય તેમ તે લાંબી બૂમ પાડે છે. તે ગામ કે શહેરને છેડે રહેનારાઓ ઘણીવાર સાંભળે છે. શિયાળને કેટલાક કોહલાં પણ કહે છે. એ પ્રાણી બહુ લુચ્ચુ ગણાય છે. તેની એક નાની વાર્તા હું તમને કહુ છું.

એક શિયાળ હતું. તેની ચામડીના વાળમાં ઘણાજ ચાંચડ થયા હતા. તે તેને બહુ કરડતા. શિયાળ બિચારૂં ખજવાળી ખજવાળીને હેરાન થઈ ગયું હતું. આખરે તેનો નાશ કરવાની એક યુક્તિ તેણે શોધી કાઢી.

એક દિવસ તે એક તળાવે ગયુ. અને મોઢામાં ઝાડની એક સૂકી ડાંખળી લીધી અને ધીમેથી પાણીમાં ઉતરી આગળ ચાલ્યું. જેમ બીજાં પ્રાણીઓ પાણીમાં ગુગળાઈ જાય છે, તેમ ચાંચડો પણ ગુંગળાયા. તેથી તેના પગ ઉપરના ચાંચડો તેની જાંગ ઉપર ચઢી ગયા. વળી થોડું વધારે ઉંડા પાણીમાં ગયું એટલે ચાંચડો તેના શરીર પર કૂદ્યા, પછી તે વધારે આગળ ગયું ત્યારે તેના શરીરમાં ભરાયલા ચાંચડો તેના માથાપર ચઢયા. છેવટે તેણે પોતાનું માથું પાણીની અંદર ઘુસાડયું, એટલે બધા ચાંચડો

જે સૂકી ડાંખળી શિયાળના મોઢામાં હતી તેના પર કૂદી પડયા. પછી તેણે ડાંખળી પાણીમાં છોડી દીધી અને ઝડપથી તળાવ બહાર નીકળી ગયુ. આ પ્રમાણે તેણે બધા ચાંચડોનો નાશ કર્યો.

---

## પાઠ ૨૨—વરસ.

---

આપણે સુરજ ઉગે ત્યારથી દિવસ ગણીએ છીએ. ચોવીસ કલાકનો એક દિવસ થાય છે, અને સાત દિવસનુ એક અઠવાડીઉં કહેવાય છે. રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, ને શનિ આ સાત વારનાં નામ છે. મુસલમાન ભાઈઓ ગુરુવાર-ને જુમેરાત અને શુક્રવારને જુમાના નામથી ઓળખે છે.

રવિવારને કેટલાક લોક આતવાર કે આદિત્ય વાર કહે છે. એ દિવસે શાળા અને કચેરીઓ બંધ રહે છે.

મહીનાના દિવસ ત્રીસ હોય છે, મહીનાનાં બે પખવાડીઆં છે. એક અજવાળીઉં એટલે શુક્લ-પક્ષ અને બીજું અંધારીઉં એટલે કૃષ્ણપક્ષ. દરેક પક્ષમાં પંદર તિથિ હોવાથી તેને પખવાડીઉં કહે છે. જે દિવસે આખો ચંદ્ર ઉગે છે તેને પૂર્ણિમા

અથવા પુનમ કહે છે, અને જે દિવસે ચંદ્ર બીલકુલ દેખાતો નથી તેને અમાવસ્યા અથવા અમાસ કહે છે. તે દિવસે વેપારીઓ રજા પાળે છે અમાસને દિવસે જો સોમવાર હોય તો તે સોમવતી અમાસ કહેવાય છે.

વરસના મહીના બાર હોય છે:—

કારતક, માગશર, પોષ, માહ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, આષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો આ બારમાસનું એક વરસ ગણાય છે.

વિલાયતના રિવાજ પ્રમાણે રાતના બાર વાગ્યાથી બીજો દિવસ ગણાય છે. ખ્રિસ્તી લોક રવિવારને પવિત્ર દિવસ માને છે. જાનેવારી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, મે, જુન, જુલાઈ, ઑગસ્ટ, સપટેંબર, અકટોબર, નવેંબર, ને ડિસેંબર. એ ખ્રિસ્તી મહીનાનાં નામ છે. હિંદુઓનું વર્ષ ચંદ્રની ગતિ પરથી ગણાય છે.

---

## પાઠ ૨૩—મુનશીખાનાનો ઊંટ

---

અકબર બાદશાહ અને બીરબલ રોજ રાતના વેશ બદલી શહેરમાં ફરવા જતા. આમ કરવાથી પ્રજાના સુખ દુઃખની તેમને ખબર પડતી. એક

વખત રાતે અકબર બાદશાહ બીરબલને જોડે લઈ ભરવાડવાડામાં ફરવા ગયો. ત્યાં એક ભરવાડણ પોતાના ધણીને કહેતી હતી કે તું ફારસી ભણ્યો છે તો પછી સરકારમાં નોકરી કેમ લેતો નથી? ભરવાડે જવાબ દીધો કે ફારસી ભણ્યો છુ તેમાં શું? દરબારી નોકરી તે આપણા ભરવાડભાઈથી થઈ શકે? એ આપણું કામ નાહ. બાદશાહે આ વાત સાંભળી, અને આ ભરવાડને નોકરી આપી કાંઇ હલકુ કામ સોંપવાનું બીરબલને કહ્યુ. બીરબલે બાદશાહના હુકમ પ્રમાણે બીજે દિવસે ભરવાડને બોલાવી મંગાવ્યો અને ઊંટખાનાનો મુનશી બનાવી નોકરીપર ચઢાવ્યો.

કેટલાક દિવસ પછી બાદશાહ ફરતો ફરતો ઊંટખાનુ જોવા ગયો. ત્યાંની વ્યવસ્થા જોઈ તે બહુ ખુશ થયો. આ વખતે ભરવાડ કોઇ બીજા કામમાં રોકાયો હતે. જ્યારે બાદશાહ આવ્યાની ખબર તેને પડી ત્યારે તે તેની પાસે ગયો. તેને જોઈને બાદશાહે પૂછયું, તમે કોણ છો? બાદશાહને જોઈનેજ ભરવાડ ગભરાઇ ગયો, અને બોલ્યો "હું મુનશીખાનાનો ઊંટ છું"! ભરવાડનો આ જવાબ સાંભળી બાદશાહ હસી પડયા.

# પાઠ ૨૪–માબાપની સેવા

---

છોકરાઓ ! તમારે દરરોજ સવારમાં ઊઠી તમારાં માબાપને પગે લાગવુ અને તેમનો આશીવાદ મેળવવો. માબાપ અને ગુરૂ એ પરમેશ્વરનાં રૂપ છે. પરમેશ્વર પ્રાણીમાત્રને ઉત્પન્ન કરે છે અને દરેકનું ભરણપોષણ કરે છે, તેમ માબાપ પોતાનાં છોકરાંનું ભરણપોષણ કરી તેને સારી કેળવણી આપી દુનીઆનાં દરેક કામને માટે તેને લાયક બનાવે છે.

તમને કપડાંલત્તાં, ચોપડીઓ, ખાવાનું વગેરે કોણ આપે છે ? તમારે માટે રાતદહાડો મહેનત કરી તમને સુખી કરવાને કોણ વધારે કાળજી રાખે છે ? તમારાં માબાપજ. માટે તમારે તેમનો ઉપકાર હંમેશાં યાદ રાખી તેમની ખરા મનથી સેવા કરવી. માબાપની સેવા કરવાથી ભલું થાય છે. માબાપના ઉપકારો જે ભૂલી જાય છે અને તેમનું અપમાન કરે છે, અથવા તેમની અવગણના કરે છે તે પાપી કહેવાય છે.

રામાયણ અને મહાભારત નામના ગ્રંથમાં માબાપની સેવાના ઘણા દાખલા છે.

જે છોકરા માબાપની સેવાચાકરી છોડીને તીર્થયાત્રા કરવા જાય છે તે દોષમાં પડે છે. સર્વ તીર્થમાં મોટું તીર્થ માતાપિતાનાં ચરણકમળ છે. તેમની સેવાથી જે પુણ્ય મળે છે તેવું બીજા કોઈ પણ તીર્થમાં જવાથી મળતુ નથી.

જે છોકરાં માબાપની સેવા કરે છે, તે સુખી થાય છે. અને જે માબાપની સેવા કરતાં નથી તે પાપમાં પડે છે. માટે કોઈ પણ દિવસ માબાપને સંતાપ આપવો નહિ, અને બહુ પ્રેમથી તેમની સેવા કરી તેમને સંતોષ આપવો એજ છોકરાંઓનો પરમધર્મ છે.

---

## પાઠ ૨૫—ડાહ્યો છોકરો

---

હરિ નામનો એક છોકરો બહુ ડાહ્યો હતો. તે નિત્ય વહેલો ઊઠી નિશાળે જતો. નિશાળે જતાં કદી પણ રોતો કે કજીઓ કરતો નહિ. તે માબાપની તથા મહેતાજીની આજ્ઞા માનતો, અને કોઈ પણ નિશાળીઆ સાથે લઢતો નહિ, તે કોઈને ગાળો પણ દેતો નહિ, તે પોતાનો પાઠ પાકો કરતો ને ઉપર નંબર રાખવાની બહુ ઇચ્છા રાખતો. તે પોતાનુ શરીર, લુગડાં, ચોપડીઓ ને પત્થરપાટી સ્વચ્છ રાખતો. તે કદી

પણ જુઠું બોલતો નહિ, હંમેશાં સાચુજ બોલતો હતો. તે કોઈની કાંઈ પણ વસ્તુ પૂછયા વિના લેતો નહિ. તથા પોતાનું કામ કાળજી રાખીને સમયસર કરતો હતો. તેને કામમાં મંડયા રહેવું બહુ ગમતુ. કાંઈ દુઃખ આવી પડે તો તે મુઝાતો નહિ, તે ખાવાની વસ્તુમાટે કદીપણ કજીઓ કરતો નહિ. તે સૌની સાથે પ્રીતિ રાખતો હતો, ને કોઈને દુઃખ દેતો નહિ. તેની આવી સારી ચાલથી તેનાં માબાપ, મહેતાજી ને નિશાળીઆ તેના પર પ્રીતિ રાખતાં હતાં. બધા છોકરાઓએ હરિની પેઠે ચાલવાનો યત્ન કરવો જોઈએ. જે છોકરો નાનપણમાં નઠારી રીતે વર્તે છે, ને સુધરવાને યત્ન કરતો નથી તે મોટપણે દુઃખી થાય છે.



# પાઠ ૨૬—મોર



મોર એ બહુ શોભિતુ પંખી છે. ઢેલને જોઈને અથવા બીજા કાંઈ કારણથી ચોમાસામાં જ્યારે એ કળા કરીને એટલે પોતાનાં પીછાં ઉંચાં કરીને નાચે છે, ત્યારે જોનારના મનને બહુ આનંદ થાય છે. ચોમાસાના પાછલા ભાગમાં એનાં પીછાં ખરી જાય છે, ને ઉનાળો બેસતાં તે પાછાં

આવે છે. મોરની માદાને ઢેલ કહે છે. તેનો દેખાવ મોરના જેવો સુંદર નથી. મોરના માથા પર કલગી હોય છે. તેથી તેનું માથું બહુ શોભિતું દેખાય છે. મોર ટહુકા કરે છે તે સાંભળી લોકો બહુ આનંદ પામે છે. મોરની ડોક તથા પીછાંનો રંગ બહુ સુંદર હોય છે. મોર નાના સાપને તથા વીંછીને ખાઈ જાય છે. તેથી જે માણસ બોલવામાં મીઠો પણ હૃદયનો કઠોર હોય તેને મોરના જેવો કહેવામાં આવે છે.

મોરનાં ઈંડાં બહુ રળિયામણાં હોય છે, મોર ખાસ કરીને ગામડામાં બહુ જોવામાં આવે છે.

બાળકો ! તમે તમારી વાણી મોરના જેવી મધુર રાખજો, પણ હૃદય મોરના જેવું કઠોર ન રાખતાં કોમળ રાખજો. વરસાદ ગાજે છે તે સાંભળી મોર જેમ આનંદ પામે છે, તેમ તમે પણ શિખામણની વાત સાંભળી બહુ આનંદ પામજો.



# પાઠ ૨૭–કબૂતર અને કીડી

કબૂતર આસમાની રંગનાં હોય છે, તે માળા બાંધીને રહે છે. કેટલેક ઠેકાણે લોકો કબૂતરને માટે કબૂતરખાનાં પણ બંધાવે છે. કબૂતર આનંદમાં હોય ત્યારે પોતાની ડોક ફુલાવીને બોલે છે. તે દાણા ખાઈને જીવે છે. એ પખી બહુ ગરીબ છે.

કીડી બે જાતની થાય છે, કાળી ને લાલ. કાળી કીડી મોટી હોય છે, ને લાલ કીડી નાની હોય છે; પણ કાળી કીડીના કરતાં લાલ કીડીનો ચટકો ઘણો આકરો હોય છે.

એક નાળાપર એક કબૂતર બેઠું હતું. તે નાળામાં એક કીડી તણાતી જતી હતી, તે તેણે જોઈ, તે કબૂતરને કીડીપર દયા આવી તેથી તેણે એક પાંદડું તે કીડીની પાસે નાંખ્યું. તે કીડી તે પાંદડાંપર ચઢી ગઈ ને પાંદડાની સાથે તરતી તરતી કિનારે આવી.

એક વેળા એક વાઘરી તે કબૂતરને પકડવા તેનાપર જાળ નાંખવા આવતો હતો. તેને જોઈ તે કીડીએ ઝાડપર ચઢી પેલું કબૂતર જ્યાં

બેઠેલું હતું, ત્યાં જઈ તેને પગે ચટકો ભર્યો. એટલે તે કબૂતર ત્યાંથી ઉડી ગયું, ને વાઘરીની જાળમાં ન ફસાયુ. એવી રીતે કીડીએ કબૂતરે પોતાના ઉપર જે ઉપકાર કર્યો હતો, તેનો બદલો વાળ્યો.

બાળકો ! તમે પણ તમારાપર કોઈ ઉપકાર કરે, તો તે કદીપણ ભૂલશો નહિ, ને વખત મળે ત્યારે તેનો બદલો તેને જરૂર વાળી આપજો.

---

## પાઠ ૨૮—હાથી

---

હાથી એ બધાં પશુઓમાં મોટામાં મોટું પશુ છે. તેને થાંભલા જેવા જાડા ચાર પગ હોય છે. એક પૂછડું હોય છે. હાથીના કાન સુપડા જેવા મોટા હોય છે. પોતાના કાનમાં કોઈ જંતુ પેસી ન જાય માટે તે કાનને વખતોવખત હલાવ્યાજ કરે છે. હાથીને મોઢા આગળ એક લાંબી સૂંઢ હોય છે. તે તેના હાથનું કામ કરે છે. તેના શરીરના પ્રમાણમાં તેની આંખો નાની હોય છે. હાથીને સુંઢની બને બાજુએ ઉપલા જડબામાંથી બે લાંબા દાંત બહાર નીકળેલા હોય છે. તેને હાથીદાંત કહે છે અને એ દાંતના ચૂડા, બગડીઓ,

રમકડાં, ચપ્પુના હાથા વગેરે બને છે. એ દાંત ચાવવાના કામમાં આવતા નથી, પણ ફક્ત દેખાડવાના છે. કોઈ માણુસ બોલે કંઈ ને કરે કંઈ, તો તેના સંબંધમાં લોકો કહે છે કે એને તો "ચાવવાના જુદા ને દેખાડવાના જુદા" છે.

હાથી ઘાસ, પાંદડા ને અન્ન ખાઈને જીવે છે. હાથી જંગલમાં ટોળાંબંધ રહે છે. હાથી રાજદરબારે હોય છે. સાધારણ લોકો હાથી રાખતા નથી. રાજાઓની સ્વારી હાથી ઉપર નીકળે છે. કેટલાક પૈસાદાર લોકો લગ્નના વરઘોડા હાથી ઉપર કાઢે છે. હાથીને હાંકવામાટે લોઢાનુ અણીદાર હથિયાર વપરાય છે. તેને અંકુશ કહે છે. તેના હાંકનારને માવત કહે છે. હાથી એટલો બધો ઉંચો છે કે તેના પર બેસવુ હોય ત્યારે તેને બેસાડી દઈ નિસરણી મૂકી તેના પર ચઢાય છે.

હાથીની પીઠ પર જે બેઠક રાખવામાં આવે છે, તે અંબાડી કહેવાય છે.

હાથી ઘણુ બળવાન અને બુદ્ધિમાન પ્રાણી છે. પોતાના પર ઉપકાર કરનાર પર તે બહુ પ્રીતિ રાખે છે, ને તેની આજ્ઞાનુ પાલન કરે છે. તેને કોઇ ચીડવે તો લાગ આવતાં તે તેનો બદલો લીધા વિના રહેતો નથી.

---

## પાઠ ૨૯—સગાં

એક માબાપનાં છોકરાં સગાં ભાઈબેન કહેવાય. બાપ એક ને મા જુદીજુદી હોય ત્યારે તે છોકરાં સાવકાં કે ઓરમાન ભાઇબેન કહેવાય છે, ને તે મા સાવકી કે ઓરમાન કહેવાય છે.

બાપના ભાઈને કાકા કહે છે, કાકાની વહુને કાકી કહેવાય. બાપની બેનને ફોઇ અને ફોઈને વરને ફૂઆ કહેવામાં આવે છે.

માના ભાઇને મામા કહે છે, ને મામાની વહુને મામી કહેવાય. માની બેન તે માસી, અને માસીના વરને માસા કહે છે.

છોકરીના વરને જમાઈ અને બેનના વરને બનેવી કહે છે. બેનના છોકરાંને ભાણેજ કહે છે. ભાઈની વહુને ભાભી કહેવામાં આવે છે. ભાઈના છોકરાને ભત્રીજો અને છોકરીને ભત્રીજી કહે છે.

વહુનો ભાઈ તે સાળો ને વહુની બેન તે સાળી કહેવાય.

કાકાનાં છોકરાં પિતરાઈ ભાઈબેન કહેવાય. ફોઈનાં છોકરાં ફોઇઆત ભાઇબેન, મામાનાં

છોકરાં મોળાઈ ભાઈબેન, અને માસીનાં છોકરાં મસીઆઈ ભાઈબેન કહેવાય છે.

બાળકો! તમારે તમારાં સર્વ સગાં સાથે વિવેક અને સ્નેહ રાખવો જોઈએ. કોઈની સાથે તોછડાઈ કરવી અથવા તેમને માઠું લાગે તેમ વર્તવું એ સારૂ ગણાતું નથી. જે છોકરાં સૌ માણસોને પોતાનાં સગાંવહાલાં જેવાં ગણી તેમની સાથે વિવેક તથા સ્નેહથી વર્તે છે તે ડાહ્યાં ગણાય છે, સૌ તેને માન આપે છે, ને તે મોટપણે સુખી થાય છે.



# પાઠ ૩૦—ગાય

ચોપાઈ

કાળી ધોળી રાતી ગાય,
પીએ પાણી ચરવા જાય;
ચાર પગો ને આંચળ ચાર,
વાછરડાં પર હેત અપાર. ૧

પગમાં ખરી ને તેમાં ફાટ,
સુંદર શોભે એનો ઘાટ;
પાછળ પુંછડા પર છે વાળ,
તેથી કરે શરીર સંભાળ. ૨

કાન શીંગ બે મોટી આંખ,
પુંછડાથી ઉડાડે માંખ;
નરમ રૂંવાંટી લીસુ અંગ,
ગેલ કરે વાછરડા સંગ. ૩

દે દૂધ તે ધોળું દેખાય,
સાકર નાંખી હોંસે ખાય;
દહીં માખણ ઘી તેનાં થાય,
તેથી બહુ ઉપયોગી ગાય. ૪

# અનુક્રમણિકા

